# પાલીતાણાની જૈન ધર્મશાળાઓ બાબતની ચર્ચા.

જૈન પેપરમાં આવેલી તે.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

## શેઠ. આણંદજી કલ્યાણજી.

અમદાવાદ.


સંવત ૧૯૭૩. ]                [ સને ૧૯૧૭.

પ્રત. ૩૦૦.

અમદાવાદ.

શ્રી " જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસ. "

માં શા. ચીમનલાલ ગોકળદાસે છાપી. ઘી કાંટા વાડી.

# જૈન પત્રમાં આવેલાં ચર્ચાઓ.

તા. ૧૯–૧૧–૧૬ સંવત ૧૯૭૩ ના કારતક વદી ૯ ને વાર રવીના જૈન પત્રમાં પાના ૮૮૩—૮૮૪ ઉપર છાપેલી તે.

શ્રી શત્રુંજયતિર્થ એ આપણા માટે સર્વ માન્ય તિર્થ છે, એટલે અહીં દર વર્ષે અને ખાસ કરીને જુદા જુદા કલ્યાણક દિવસોમાં હજારો યાત્રિકો એકઠા થાય છે. તો આવા પ્રસંગે એકઠા થતા મોટા સમુદાયની આવશ્યક અનુકુળતામાં કંઈ અગવડો છે કે કેમ તે તપાસવા, તેના કારણો માટે બારીક અવલોકન કરવા અને તેવી અગવડો દુર કરવાને ઘટતી વ્યવસ્થા શ્રી સંઘની વ્યવસ્થાપક પેઢીનું ધ્યાન ખેંચવું અસ્થાને ગણાશે નહિ.

આવે પ્રસંગે થતી ફરીઆદોમાં મુખ્ય ઉતારાની મુશ્કેલી સંબંધે છે. અને અમારૂં માનવું છે કે આ એકજ ફરીઆદનો અંત આવતાં બીજી ગૌણ ઉપાધિઓ સત્વર ઓછી થતી જશે.

ઉપલક દ્રિષ્ટએ જોતાં એમ જણાય છે કે છેલ્લા એક બે દાયકામાં ધર્મશાળાઓ [ ઉતારાઓ ] વધતાજ ગયા છે. છતાં તેવી સગવડ વધવા સાથે ઉતરવાની હાડમારીની ફરીયાદ જન્મ પામી છે અને જોતજોતામાં તે હોહા વધતોજ જાય છે તેનું કારણ શું ? આ બાબત બારીક અવલોકન થવા જરૂર છે કે જે માટે ઐતિહાસીક દ્રષ્ટિએ વધારે બારીક તપાસ કરવા ફરજ રહેલ છે. પરંતુ તેને બદલે હાલ જે અવિચારી બરાડા પાડવાની રીતિ દાખલ થએલ જોવામાં આવે છે અને તે પણ ડાહ્યા કહેવરાવતાઓ તરફથી અમલમાં મુકાય છે તે બહુ આશ્ચર્યસૂચક છે.

આ તિર્થક્ષેત્રનો પાછલો ઇતિહાસ તપાસતાં જણાય છે કે અંજનશલાકા કે સંઘના આગમન સિવાય જૈન યાત્રિકોની સંખ્યા ચોક્કસ હદમાં જ પૂર્વે આવજા કરતી હતી. અને તેવા પ્રસંગે પણ જરૂરીઆતના પ્રમાણમાં સંઘનાયકો શ્રીસંઘ ( આણંદજી કલ્યાણજીની પેઢી તથા રાજ્ય તરફથી મેદાનમાં તંબુઓ ખેંચાતાં, ઉતરવાની સગવડ સચવાતી હતી. તેમજ મોટા ભાગે યાત્રિકોના આવજા પગરસ્તાની હતી તેથી તેઓ બહુ થોડા પ્રસંગે જ કાફલાબંધ જોડાએલ આવતા અને તેવો લાભ વખતોવખત પ્રાપ્ત થવો દુર્લભ હોવાથી ત્યાં વધારે દિવસ સ્થિરતાથી ભક્તિનો લાભ લેવા તેઓ પોતાની સાથે પણ બની શકે તો તંબુ, રાવટીઓ રાખતા હતા. વખતના વહેવા સાથે રેલવેનું સાધન.થતાં સંઘના સમુહથી જોડાઇને આવવાને તેમજ શાંતિથી રહેવાનું ઓછું થતું ગયું પણ તે સાથે અનુકુળતાએ વખતોવખત નજીક અને દુરથી આવવા જવાને તથા ટુંક સમય સુધી રહેવાની પ્રથા ચાલી. આવા સ્વલ્પ સમય માટે એકી સાથે આગમન થવાથી, તેમના ઉતારા માટે તંબુની વ્યવસ્થા અનિયમીત થઇ પડવાથી તેમજ જૈન શ્રીમાનો તરફથી ધર્મશાળાના સાધનો થતાં મૂળ પ્રથા ધીમે ધીમે તદ્દન નષ્ટ થઇ ગઇ અને અંતે તે સગવડ છેક વિસરાઇ જતાં અત્યારે યાત્રિકોનો નિવાસ કેવળ ધર્મશાળાઓ ઉપર લટકી રહ્યો છે.

પ્રશ્ન એ છે કે યાત્રિકોના પ્રમાણમાં ધર્મશાળાઓ આપણા માટે તૈયાર છે કે કેમ? આ બાબત અમોએ બારીક તપાસ કરીછે. એટલુંજ પણ અત્યારે જે ધર્મશાળાઓ ઉતારાઓ અને ઓરડાઓ છે તેમાં કેટલા યાત્રાળુ સમાઈ શકે તે માટે સત્તાવાર આંકડા સાથેનું એક પત્ર અમોને મળેલ છે [જે સ્થળ સંકોચથી હવે પછી પ્રગટ કરીશું.] પરંતુ તે ઉપરથી જોવાય છે કે આવા દરેક સાધનોમાં ખીચોખીચ યાત્રાળુઓને ઉતારવામાં આવે તો વધારેમાં વધારે છ હજાર યાત્રિકોને ઉતારી શકાય તેમ છે. તો પછી તેથી વધારે સંખ્યામાં યાત્રાળુઓ એકત્ર થતાં તેના માટે બીજી ખાસ સગવડોનો વિચાર ન કરતાં કેવળ ધર્મશાળાના હોપનાં જ ગિતો ગાવાં તે અમને તો એક પક્ષીય ન્યાય જણાયછે.

હાં, એટલું તો ખરૂં હશે કે કદાચ આવા ગીરદીના પ્રસંગે લક્ષ્મીજીના દર્શનથી ટુંક પગારના ધર્મશાળાના મુનિમોનો લોભ ભેદભાવને દર્શાવતો હોય, પરંતુ તે માટે તે મુનીમોના સાથેજ તેવા લાંચ આપનારાઓ પણ ઓછા જવાબદાર નથી.

* * *

છેલ્લે એક વાત જણાવવી જોઇએ કે આણંદજી કલ્યાણજી અને જૈન પ્રજા એ કંઇ જુદીજ વ્યક્તિ હોય તેમ સમજવાને કેટલાક ભુલ કરે છે. તેમણે જાણવું જોઇએ કે આણંદજી કલ્યાણજી એ કંઇ કોઈ કંટ્રાટી પેઢી કે ઇજારદારની ઓફિસ નથી. પરંતુ સમગ્ર હિંદના જૈન સંઘનું બોર્ડ છે. અને તેથી તેના કાર્યને તપાસવા સલાહ આપવા અને ફરજ બતાવવાનો સૌને: સરખો હક્ક છે. આ વાત જો સર્વત્ર સમજવામાં આવે અને પેઢીના કાર્ય કરનારાઓ પણ તેવાજ સમાન ભાવો સમાજની દૃષ્ટીએ બતાવી આપવાની ફરજ અદા કરતા રહે તો આવા ગુંચવણના પ્રસંગો સુધારવાને બહુ સરલ થઇ પડે.

* * *

તા. ૨૬ મી નવેંબર સને ૧૯૧૬ પાના ૯૦૭-૮
ઉપર છાપેલી તે.

# પાલીતાણાની ધર્મશાળાઓ માટે ભ્રાન્તિ.

તા. ૧૫—૧૧—૧૬ ના શાસન પત્રના લીડરમાં "જૈન યાત્રિકોને ભોગવવી પડતી હાડમારી અને અમારો અનુભવ" એ મથાળા નીચે પોતાના અગ્રલેખમાં યાત્રિકોની દયા દિલમાં ધરી પાલીતાણા ખાતેની ધર્મશાળાઓ માટે અને તેના ઉપરીઓ માટે તેમજ મુનિમો સંબંધમાં કેટલીક પોતાની સમજ પ્રમાણે ટીકા કરી છે. પરંતુ તેમ કરવા પહેલાં ઐતિહાસિક જ્ઞાન તેમજ ધર્મશાળાની સ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત કરવા જરૂર હતી.

તેઓ જણાવે છે કે દાયકા પૂર્વે જ્યારે ધર્મશાળાઓ આટલી નહોતી ત્યારે ત્રીસ હજાર માણસોને ઉતરવાની સગવડ થતી હતી. આમાં યાત્રિકોની દયા કરવાનો દંભ કરવા જતાં કેવું કાચું કપાઇ ગયું છે, તે જોઇએ.

પૂર્વ કાળમાં આટલી મોટી સંખ્યામાં યાત્રિકો આવતા હતા એ કહેવું સત્યતાથી વેગળું છે. હા:-એટલું છે કે જ્યારે પગ પાળા સંઘ આવવાનો રિવાજ હતો ત્યારે અને જ્યારે અંજન શલાકા જેવા મોટા કાર્યો થતાં હતાં ત્યારે મોટી સંખ્યામાં જૈનો એકત્ર થતા તે વખતે જંગલમાં અને ખેતરોમાં મોટા મોટા તંબુઓ તાણવામાં આવતા હતા, જેને લઈને યાત્રિકોને કોઇ જાતની અડચણ વેઠવી પડતી નહોતી. તે સાથે જેઓ મોટા સમુદાયને બોલાવતા હતા અથવા તેડી આવતા હતા, ત્યારે તેમની સગવડતાનો બોજો પણ તે આગેવાનો પોતાને શીર રાખતા હતા. તેને લઇને અગાઉથીજ તેમને માટે તેવી ગોઠવણ કરવામાં આવતી હતી. જ્યારે સોનગઢ રેલવે થયા પછી યાત્રિકો મનસ્વીપણે પોતપોતાના કુટુમ્બોને લઇને આવવા લાગ્યા. ને ઉતારા-સાધકો ગામમાં જગ્યા ભાડે લઇને તથા કેટલાક નવો થવા લાગવાથી તંબુ તાણવા વગેરેની ગોઠવણો ઓછી થવા લાગી. જ્યારે કેટલાક યાત્રિજીકના યાંત્રિકો સગાવહાલાંને ત્યાં ઉતારાની સગગવડતા કરતા હતા. દાખલા તરીકે હોનારતમાં પડી ગયેલ ભીલવાડામાં ભીલ લોકો ઓસરીમાં રહી પોતાના ઓરડાઓ ભાડે આપતા હતા. અને લગભગ ૫૦૦—૭૦૦ માણસ ભીલવાડામાં સમાતું હતું તેમજ ભાટ લોકોના ઘરો પણ ભાડે અપાતા હતા. અને ત્યાં યાત્રિકો ઉતરતા હતા. જેની સાબીતી માટે પાલીતાણામાં વસતા ભીલો અને ભાટોનો પૂરાવો મોજુદ છે. જ્યારે તે પછી ધર્મશાળાઓ વધી છે. જેમાં માણસોને ખીચોખીચ ભરવામાં આવે તો કેટલા સમાઈ શકે તે હવે તપાશીએ.

| | | |
|---|---|---|
| ૧ શેઠ હેમાભાઇની ધર્મશાળા. | માણસો. | ૨૦૦) |
| ૨ શેઠ હઠીભાઇની ધર્મશાળા. | | ૨૫૦) |
| ૩ શેઠ મોતીશાની ધર્મશાળા. | | ૧૦૦૦) |
| ૪ સાત ઓરડા | | ૧૦૦) |
| ૫ મસાલીઆની ધર્મશાળા. ખરાબ સ્થિતિમાં છે. | | ૧૦૦) |
| ૬ વોરા અમરચંદ જસરાજ તથા હઠીભાઇની ધર્મશાળા. જેમાં બહારના ઓરડાઓ ભાડે આપેલા છે. | | ૨૦૦) |

૭ શેઠ લલ્લુભાઇની ધર્મશાળા. જેમાં કેટલોક ભાગ રસોડામાં રોકાયેલ છે. ૭૫)
૮ શેઠ સુરજમલની ધર્મશાળા. ૭૫)
૯ ઉજમબાઇની ધર્મશાળા. નાની ટોળી વાળાએ રોકેલી છે.
૧૦ મોતી કડીઆની ધર્મશાળા. મોટી ટોળી વાળાએ રોકેલી છે. ૫૦)
૧૧ ભંડારીની ધર્મશાળા. ખરાબ સ્થિતિમાં છે. ૫૦)
૧૨ પીપળાવાળી ધર્મશાળા. ૫૦)
૧૩ જોરાવરમલજીની ધર્મશાળા. ખરાબ સ્થિતિમાં છે. ૫૦)
૧૪ ડાહ્યાભાઇના ઓરડા તદ્દન ખરાબ હાલતમાં. ૨૫)
૧૫ ઢુંઢિયો વંડો. જેમાં આંબેલ થાય છે એટલે માણસ સમાઈ શકે નહીં.
૧૬ શેઠ રણસી દેવરાજ. ૩૦૦)
૧૭ શેઠ નરશી કેશવજીની ધર્મશાળા. ૧૦૦૦)
૧૮ શેઠ નરસી નાથાની ધર્મશાળા. ૫૦૦)
૧૯ શેઠ મોતી સુખીઆની ધર્મશાળા ૫૦૦)
૨૦ બાબુ પન્નાલાલની ધર્મશાળા ૭૦૦)
૨૧ શેઠ કોટાવાળાની ધર્મશાળા ૨૦૦)
૨૨ બાબુ માધવલાલની ધર્મશાળા. ૨૦૦)
૨૩ શેઠ રતનચંદની ધર્મશાળા. ૧૦૦)
૨૪ નહાર બિલ્ડીંગ. ૧૫૦)
૨૫ શેઠાણી જસકોરની ધર્મશાળા. ૨૦૦)
૨૬ શેઠાણી પૂરબાઇની ધર્મશાળા. ૩૦૦)
૨૭ શેઠ ચંપાલાલની ધર્મશાળા. ૩૦૦)
૨૮ શેઠ ગોઘાવાળાની ધર્મશાળા. ૧૦૦)
૨૯ શેઠ જામનગરવાળાની ધર્મશાળા. ૧૦૦)
૩૦ મોદી મગનભાઇની ધર્મશાળા. ૭૫)
૩૧ શેઠ પુનશી શામત ૭૫)
૩૨ મહાજનનો વંડો ૨૦૦)
૩૩ ગોરજીનો ડેલો. ૧૦૦)

૭૪૦૦

આ પ્રમાણે દરેક ધર્મશાળાઓમાં ઠાંસી ઠાંસીને માણસ ભરીએ તો લગભગ ૭૪૦૦) માણસ સમાઈ શકે તેમાં ગામની જુની કેટલીક ધર્મશાળાઓ એવી ખરાબ સ્થિતિમાં છે કે જેમાં યાત્રાળુને ઉતરવામાં તેની માલ મી કત સાચવવામાં પણ જોખમ સમાયેલું છે. અને કેટલીક ધર્મશાળાનું રીપેર કામ લગભગ ૫૦-૭૫ વર્ષથી થયું નથી. જેથી ખંડેર જેવી હાલતમાં દૃષ્ટિગોચર થાય છે. છતાં અધિપતિ સાહેબ પોતાના જ્ઞાનનો બહોળો પ્રકાશ બતાવવા મોટા મોટા વાકયો લખીને યાત્રિકોની થતી હાડમારીની દયા ખાય છે, પણ જો તેમણે હીસાબ કર્યો હોત તો નવી ધર્મશાળાઓ થયા પહેલાં ગામની જુની ધર્મશાળાઓમાં ત્રીસ હજાર માણસ સમાઈ જતા હતા, તેવા વાકયો કદી લખત નહીં, કેમકે હીસાબ કરતાં જુની અને નવી ધર્મશાળાઓમાં મળીને ફક્ત ૭૪૦૦) માણસો સમાઇ શકે તેમાં કેટલોક ભાગ સાધુ સાધ્વી અને ચોમાસીઓએ અને ઉપધાન ક્રિયા કરનારાઓમાં અને મહોત્સવની ધામધુમમાં રોકાએલો હોય છે તો તેમાં રોકાતો ઓછામાં ઓછા એક હજાર માણસ ઉતરે એટલો ભાગ કમી કરતાં હાલમાં નવી અને જુની ધર્મશાળાઓમાં ફક્ત ૬૪૦૦) માણસોનો સમાવેશ થઈ શકે તો પછી ત્રીસ હજાર માણસ પહેલાં સમાઇ જતા હતા એ વિચારો કયાં ઉભા રહે છે તે વાંચકો પોતાની મેળે સમજી શકશે.

વળી અમોને તેઓ સાહેબની અકલ ઉપર વિચાર થાય છે કે આખા પાલીતાણા શહેરની વસ્તી મુદ્દલ ૧૩૦૦૦) માણસની છે. તો પછી તેર હજારની વસ્તીવાળા શહેરમાં તે ઉપરાંતના ત્રીસ હજાર માણસો સમાઇ જાય એ કેમ બની શકે ?

આ લેખથી યાત્રિકોની હાડમારી બંધ થવાની અગત્ય ઓછી નથી પણ તે માટે વ્યવહારૂ માર્ગ શોધવા જોઇએ. મને લાગે છે કે પ્રથમ તે મેળાના દિવસોમાં તંબુઓ નખાવા જોઇએ, અગર આ વર્ષ પેઠે રાજ્ય પાસેથી જગાની સગવડતા થાય અને મહાજનના વંડામાં બસો ચારસો ઓરડીઓની સાદી ચાલીઓ બંધાય, ત્યાં સુધી યાત્રિકોની હાડમારી બંધ થાય તેમ સંભવતું નથી.

બીજું એક કારણ એવું પણ છે કે પહેલાં અનેક કુટુમ્બો ભેગા ઉતરતાં હતા; જ્યારે હાલમાં બેથી ત્રણ માણસોને જે ઓરડીમાં ઉતારવામાં આવ્યા હોય, તેમાં બીજાઓને ઉતારવા હોય, તો ઉતારનાર અને ઉતરનાર બન્ને ના કહે છે, આ રીતે દરેકને સ્વતંત્ર તાળા ચાવીવાળી ઓરડીઓ જોઇએ તેમજ ગામમાં સગાવહાલા હોયછે તેવા લોકો પણ ધર્મશાળામાં ઉતરવાનું પસંદ કરેછે. તે તરફ લક્ષ ખેચ્યું હોત તો તેમની સૂચના ડહાપણ ભરી મનાત.

મુનીમોના સંબંધમાં જે ઈસારો કરવામાં આવ્યો છે તે કેટલેક અંશે સત્ય હશે પણ મુનીમોને બગાડનારા અને લાંચીઆ બનાવનારા જૈન યાત્રિકો જ છે. પોતાના સ્વામીભાઈની ગમે તે સ્થિતિ થાવ, પણ પોતાને સારી જગ્યા મળે એટલે બસ. 'ગંગા નાહ્યા' આવી ક્ષુદ્ર બુદ્ધિથી પૈસા દેનાર જ તેના જવાબદાર છે.

ધર્મશાળાના માલીકોના સંબંધમાં જે ઇસારો કરવામાં આવ્યો છે, તે ભુલભરેલો છે. કેમકે જે લોકોએ ધર્મશાળાઓ બંધાવી છે, તે લોકોએ પોતાની જ્ઞાતિની સગવડતા પ્રથમ દ્રષ્ટિએ આગળ રાખી છે. કચ્છીઓની ધર્મશાળા મુખ્ય કચ્છીઓ માટે જ બંધાએલી છે. સુરતીઓની ધર્મશાળાઓ સુરતી માટે બંધાએલી છે, મારવાડી તેમજ ગુજરાતીની ધર્મશાળા માટે પણ તેમજ માનવાનું છે, તેઓની સગવડ સાચવવી તે તેમની તથા તેમના મુનિમોની પહેલી ફરજ છે, છતાં બીજાઓને જે કાંઈ સગવડતા કરી દેવામાં આવે છે, તે આવા અસંબંધ લખાણથી ઈર્ષા રૂપ થઈ પડવા સંભવ છે. જેઓ તરફથી જે જે ધર્મશાળાળામાં ઠામ-વાસણ, ગાદલા ગોદડાં રાખવામાં આવે છે તે ફકત જાત્રાળુઓની સગવડતા ખાતર જ છે. ધારો કે એક ટ્રેન રાત્રે બાર બજે આવી તે વખતે યાત્રાળુ ગોદડાં-ગાદલા લેવા શેઠ. આણંદજી કલ્યાણજીની પેઢીએ સી રીતે જઈ શકે અને રાત્રે બાર બજે તેને જવાબ પણ કોણ દીએ ? તેમજ એક ટ્રેન સવારે સવારે પાંચ બજે જતી હોય તો શેઠ. આણંદજી કલ્યાણજીના ગાદલા ગોદડાં સાંજે જ આપીઆવવા જોઈએ. તો પછી આખી

રાત્રી તેમને કેવી રીતે કાઢવી, એ પણ વિચાર કરવાનો છે. તેથી જો ધર્મશાળાવાળા તેવી સગવડતા રાખતા હોય અને તેના બદલામાં ભાડા તરીકે નહીં પણ ગાદલા ગોદડાં કે ઠામ વાસણ ખાતે કાંઇ લેતા હોય તો તે ગેરવ્યાજબી કરે છે એમ બોલવું એ એક જાતનું હુમ્બગ છે.

લી૦ અનુભવી.

*   *   *   *

## તા. ૩૧ મી ડીસેંબર સને ૧૯૧૬ પાના ૧૦૦૫ ઉપર છાપેલો તે.

દાખલા તરીકે શત્રુંજય પ્રમુખ તીર્થની યાત્રા-સેવા કરવા આવનાર નિર્મળ આશયવાળા ભાઇ બ્હેનો ( ગમે તો શ્રીમંત કે ગરીબ સ્થિતિવાળા ) ને યાત્રા દરમીયાન વિશ્રાન્તિ કરવા સગવડ પડે તેવા શુભ ઉદ્દેશથી ભાગ્શાળી શ્રીમંતોએ સારી સગવડ ભરેલી ધર્મશાળાઓ બનાવી, તે વડે કાયમને માટે આવારનવાર આવતા ઉત્તમ યાત્રિકોની સગવડતા સારી રીતે સચવાય, તેમને કોઇ પ્રકારની હેરાનગતિ થવા ન પામે એવા હેતુથી તેમાં સારો પગાર બાંધી આપી એકાદ નોકરને નીમ્યો હોય છે તે જો નેક નિષ્ઠાથી પોતાને સોંપેલું કામ બજાવે તો તેની સર્વત્ર પ્રસંશા થવા ઉપરાંત તે શ્રી સંઘની ભક્તિનો ભારે મોટો લાભ સાક્ષાત્ લઈ શકે છે તેથી પોતાને, માલીકને તથા તેની અનુમોદના કરનારને પણ ઘણોજ ફાયદો થાય છે. વળી એક ઉત્તમ દાખલો જોઈ બીજા પણ શુભાશયો તેનું અનુકરણ કરવા પ્રેરાય છે, એ પણ ઓછો લાભ નથી. આ ભવ અને પરભવ સુધારવા ઇચ્છનારને ખાસ જરૂરનું છે કે જે ઉત્તમ આશયથી ધર્મશાળા બંધાવવામાં આવી હોય તે આશય બરાબર સચવાય એવા શ્રદ્ધાવંત દયાળુ, સત્યવાદી અને પ્રમાણિક સુશીલ, માણસની જ તેમાં નીમનોક કરવી કે જેથી આવનાર યાત્રિકોની તે સારી રીતે સગ-

વડ કરી સાચવી તેમની ભક્તિનો લાભ લઇ સ્વપરનો ખસુસ ઉપકારક નીવડે. નીમવામાં આવેલ નોકર ખરેખર આત્માર્થી હોય અને માલેકની પણ સારી દેખરેખ હોય તો જ ધારેલો હેતુ પાર પડી શકે છે. અન્યથા રાખવામાં આવેલ નોકરો જ ધર્મશાળાના માલીક બની પડી તેનો ગેર ઉપયોગ કરે છે. ગરીબ યાત્રિકોને ત્રાસ આપે છે, અને સ્વચ્છંદવૃત્તિ ચલાવી ગમે તેવા બાનાં કાઢીને આવનાર પાસેથી બને તેટલા પૈસા એઠાવે છે. આવો દુઃખ ભર્યો ત્રાસ બહુધા શત્રુંજય તીર્થે આવતા ગરીબ યાત્રિકોને બહારની ધર્મશાળામાં વિશ્રામ લેવા જતાં ખાસ વેઠવો પડે છે તેમ છતાં તેના મુળ માલેકો ચાલતો અન્યાય અટકાવવા અને તેની સારી વ્યવસ્થા કરવા કશું કરતા જણાતા નથી એ ભારે આશ્ચર્યકારક બીના છે. ધર્મશાળાના મુનીમો (નવા માલેકો) ધારે તેમ તેનો ઉપયોગ કરી કરાવી શકે છે. શ્રીમંતોને સ્ટેશન ઉપર લેવા જાય છે, અને ગરીબોને ધર્મશાળામાં દાખલ થવાના સાંસા પડે છે. કેટલો બધો અન્યાય અને કેટલું બધું અંધેર ? યુક્ત અન્યાય દુર કરવા લાગતા વળગતા પોતાની આંખ ઉઘાડી કંઇ પ્રયત્ન કરે એવા શુભાશયથી તેનોજ પ્રત્યક્ષ દાખલો અહીં વિસ્તારથી રજુ કરવામાં આવેલ છે. કંઇક વખત દ્રવ્યની બહુ લાલચથી ધર્મશાળામાં સાધુસંતને પણ સ્થાન મળવું મુશ્કેલ થઇ પડે છે અથવા એકને સ્થાન મળે છે અને બીજાને મળતું નથી અને તેમાં કંઇક ઉંડો ભેદ રહેલો હોય છે. આવી અનીતિ તીર્થસ્થળમાં ધર્મશાળાના મૂળ માલીક જીવતાં ચાલે તે બહુ અનિષ્ટ લેખાય, શું તેઓ આંખ ઉઘાડી જોશે ? આ બાબતમાં હિતબુદ્ધિથી ધારવા કરતાં વધારે લંબાણથી લખાયું છે તેનો કંઇ સાર્થકતા થાય. વળી તીર્થમાં જે હેતુથી આવવું અને રહેવું ઘટે છે તે હેતુ સમસ્ત સાધુ-સાધ્વીઓ તેમજ શ્રાવક-શ્રાવિકાઓ વીસરી ન જાય, સરલતા રાખી સદ્ગુણીમાંથી ગુણ ગ્રહણ કરતા રહે સ્વદોષને ટાળતા રહે અને પોતાનામાં જે ગુણની ખામી જણાય તે દુર કરવા પ્રયત્ન કરતા રહે, એટલે બસ.

* * ×

## તા ૬ ઠી મે સને ૧૯૧૭ પાના ૩પર ઉપર છાપેલી તે.

# ચર્ચાપત્રોનો સાર.

પાલીતાણાની ધર્મશાળા—શા પોપટલાલ ગુલાબચંદ લખે છે કે પાલીતાણે કુટુંબ સાથે જઈ ધર્મશાળામાં ઉતરવા જતાં અને ઓરડીઓ ખાલી છતાં મગરૂબી કાર્યવાહકો ગામડીઆ કે સામાન્ય ઉતારૂ જાણી જગા આપતા નથી. પનાલાલ શેઠ, ગોધાવાળા, કોટાવાળા, ઉજમ ફઇ, મોતી સુખીયા, નરસી નાયક, હેમાભાઇ શેઠની ધર્મશાળા વિગેરે અગીઆર ધર્મશાળામાં ફરતાં બે વાગ્યા પણ દાદ મળી નહિ. જ્યાં ઠરી બેસવાનું ઠેકાણું નહિ ત્યાં જમવું નહાવું કે સેવા દર્શનની તો વાતજ કયાં કરવી? અંતે નરશી નાથાની ધર્મશાળામાં ભંડાર ત્યાંજ લખાવવાની શરતે ઉતારો મળ્યો. આ હાડમારી ખરેખર શ્રદ્ધા અને શક્તિને નિર્મુળ કરનારાં છે.

ધર્મશાળા બંધાવનારા શ્રીમાનોએ જે શુભ આશય અને સ્વામીભક્તિથી આ ખરચો કર્યા છે તેનો લાભ ગેરવ્યાજબી રાતે લઇ મુનીમો માલીક થઇ બેઠા છે. આ બાબત યોગ્ય વ્યવસ્થા થવા ધર્મશાળાના બંધાવનારને મળી શેઠ. આણંદજી કલ્યાણજી કંઇ માર્ગ કાઢી શકશે કે ?

